અનુક્રમણિકા:





ચિત્રકારો:-

રાવલ:
દત્તાત્રય:
મિસ્ત્રિ:
ગદાણી:

મુદ્રક:-

નટવરલાલ ઇચ્છારામ દેસાઈ

મુદ્રાયંત્ર:-
"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

બજારગેટ સ્ટ્રીટ, સાસુન બિલ્ડીંગ્સ,
સર્કલ, કોટ-મુંબઈ નં. ૧.

પ્રકાશક:-

ચન્દ્રવદન ચીમનલાલ મહેતા
ભીમરાવવાડી, ઠાકોરદ્વાર, મુંબઈ.



મૂલ્ય રૂ. ૦-૧૪-૦

૧૯૨૬

## કવિતાભોગી વાચકોને—

અર્થદ્યોતક શબ્દ અને શબ્દલય, આત્માને છાજતી દેહ અને દેહની ગતિછટા, એનું નામ સૌષ્ઠવ. અર્થ અને આત્મામાં જે ઊંડાઈ ઊંચાઈ વિશાલતા સનાતનતા ઉદ્ભાવકતા, તે યથાસંભવ વાચકના ચિત્તંત્રમાં છાપનાર, અથવા સજીવન બીજ જેવાં રોપનાર, બંધ અને ઘાટ વેગ અને વલણોવાળો જે વાણીપ્રવાહ, તે વાણીપ્રવાહ રૂપસુંદર. ચિ. ભાઈ ચંદ્રવદનમાં એ સૌષ્ઠવ અને રૂપ ભાવનારૂપે પ્રકટ્યાં છે, અને મ્હને તો લાગે છે કે ખીલતાં આવે છે.

એ કેટલાં ખીલ્યાં છે, આ સૉનેટમાલામાં કેટલાં હશે, તે વાચકે જાતે જોઇ લેવું; મ્હારું મત નથી આપતો. ન્યાયાસને મ્હડીને બોલવાનો દાવો કરી શકે એવાનું મત જ વજનદાર, અને દુન્યવી માયા-બળે મ્હારો અને ભાઈ ચંદ્રવદનનો સંબંધ એવો નિકટ થઈ ગયો છે, કે એના વિશે અગર એની કોઈ કૃતિ વિશે હું ન્યાયાસન લઈ શકું નહીં, ન્યાયાધીશ જેવો ગણાવાની ઈચ્છા પણ ના કરું. મ્હને પોતાને આમાં જે ગુણ લાગે છે, જે પંક્તિ ભાવ વલણ વિચાર કલ્પના ફુમારા આદિ ગમે છે, તેનો કૈંક ઇશારો કરું ? ના, એ પણ નહીં. હું વખાણું ને એ જ કાર-

ણુથી તેને પૂરતો ન્યાય મળતાં વાર લાગે કદાચ, એવી શંકા આ આપણી અદ્યતન સાક્ષરી દુનિયાના વિચિત્ર અને હઠીલા ગ્રહોથી આચ્છાદિત વાતાવરણમાં છેક અસ્થાને છે, એમ કોણ કહી શકશે ? દોષ કૈંક કૈંક બતાવું ? એ તો મેં કર્તાને વારંવાર ભાર દઇ દઇને બતાવ્યા છે, એક વાર એનું નામ આપ્યા વગર જાહેરમાં પણ બતાવી ચૂક્યો છું.

માટે આ સૉનેટમાલાનું સ્વાગત કરતાં આટલું જ કહીશ, કે પૃથ્વી વૃત્ત, સૉનેટબંધ અને અર્થાનુસારી અયતિ પદ્યરચના, એટલે કે ગેયતા-સાધક યતિઓને બદલે અર્થપોષક યતિઓવાળી પદ્યરચના, એ સર્વ માટેના મ્હારા પક્ષપાત જાણીતા છે, એ પક્ષપાત ધીમે ધીમે વિચારપ્રધાન કવિતાને માટે તરસ્યા ઘણા ઘણા લેખક-વાચકોના થશે, સૌંદર્ય સ્વયંપ્રકાશ હોવાથી, એ મ્હારી શ્રદ્ધા અચલ છે અને વધતી જાય છે; અને ચિ. ભાઈ ચંદ્રવદન જેવા ઉછરતા લેખક આવી રચનાઓ તરફ વળે, પોતાના હીરની આવી આવી બુટ્ટીઓ આપણા સાહિત્યપટમાં ઉપસાવવાને મથે, એવા બનાવથી મ્હને પોતાને સવિશેષ આનંદ થાય, તો તે મ્હારાં જાણીતાં વલણોનું સહજ અને કુદરતી પરિણામ છે.

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર.

"યુગલ" એક જોડિઆ ભાઈ બ્હેનની અર્ધી આછી કથા છે. બન્ને સાથે જ જન્મી, બાલપણનું નિર્દોષ જીવન વીતતાં અન્યોન્યાશ્રયી ભાઈ બ્હેનની એ બેલડી, સંસારના રંગથી રંગાયા વિના, સાથે જ દેવલોક પામે છે. ભાઇને સંસારની સ્નેહ જ્વાલાનો એકાદ તનખો લાગી જાય છે ખરો; અને દેવદૂતી સમી એની ભગિની એની આત્મકળી ન દાઝવા દેવા કંઈક સાધનરૂપ બને છે પણ ખરી; છતાં બ્હેનની માંદગી પ્રસંગે લાગણીવશ ભાઇનો સંયમ ખૂટી જાય છે, અને એ આત્મ-હત્યા કરી બેસે છે; એમ સંસાર યાત્રા બન્ને સાથે જ પૂરી કરે છે.

બાલપણથી તે મરતાં સુધી ભાઇને બ્હેન વિના જરા ચાલતું નથી. કુમળું શૈશવ આનંદમાં વીતે છે, (સાનેટ ૧, ૨,) વળી એમાં બન્ને ભાઈ બ્હેન લઢે છે, એક થાય છે, (સા. ૩, ૪.) પ્રાર્થના કરે છે, (સા. ૫.) નિશાળના યે ફક્ત સંસ્મરણો જ રહી જાય છે (સા. ૬) સુખના, હર્ષના, આંસુ પણ પીલે છે, (સા. ૭) અને પછી ભાઈના હૃદયમાં યૌવનની એકાદ ઉચ્છૃંખલ વૃત્તિ પ્રવેશે છે, અને એ સંસારમાં ઝાંઝવાના જલ જોઈ રહે છે. (સા. ૮) અને એને જીવનમાં બધે નિરાશા જ લાગે છે. (સા. ૯) નૈરાશ્યારણ્યમાં ભમતો મૃગજળ પાછળ આથડતો એ છેવટે તૃષામૂઢ થાય છે, એ જ સમયે એની અંધલાકડી જેવી બ્હેનનો જીવન દીપ હોલાવાની તૈયારી થાય છે; અને વિયોગ ભયે ઉન્મત્ત બનેલો એ મોતને ભેટવા વિષપાન કરી લે છે (સા. ૧૦), શ્રદ્ધાળુ બ્હેન પ્રકૃતિ પટપર પથરાયલા આશાના કિરણો એને બત્તાવવા પ્રયત્ન કરે છે (સા. ૧૧), અંધારામાં ગોથા ખાતું ભાઇનું મન પળવાર તો આત્મજ્યોતિ જોઈ રહે છે (સા. ૧૨) અને દેવદૂતી સમી એની બ્હેન એને

આશ્વાસન પણ આપે છે (સૉ. ૧૩), પરંતુ છેવટે મૃત્યુશય્યા આગળ ઉભેલો ભાઈ વિષની પૂરી અસર જામી જતાં લથડે છે, અને બન્ને સાથે જ આ લોકમાંથી ઉડી જાય છે. (સૉ. ૧૪.)

આ અધૂરો આછો ઇતિહાસ આ ભાઈ બ્હેનના જીવનમાંના હજી વધારે પ્રસંગો ગૂંથી, વધારે સરલતાથી, વિવિધતાથી, રસની જમાવટ અને સચોટતાથી, અન્ય છંદ પ્રયોગથી, યથાસંબદ્ધ વાર્તારૂપ વર્ણવી શકાયો હોત;—પરંતુ અંગ્રેજી સૉનેટબંધના મોહમાં, એ સુન્દર, ભવ્ય, કલામય રચનાના કંઈક અંશ ગુજરાતી કવિતામાં યે ઉતારૂં, એવી લગનીથી પ્રેરાઇને આ ઈતિહાસ જેવો આવે તેવો સૉનેટ માલામાંજ ઉતારવા મથ્યો છું.

'સૉનેટ' શબ્દ માટે યોગ્ય ગુજરાતી શબ્દ યોજવા પ્રયાસ કરી જોયો, પરંતુ આવી રચના હજી પ્રયોગદશામાંજ હોવાને લીધે, ગુજરાતી કાવ્ય સાહિત્યમાં એનું રૂઢ સ્વરૂપ બંધાયા પ્હેલાં એનું નામ યોજવું ઉતાવળું થાય એમ ગણીને, અને ઘણે ભાગે તો સૉનેટ શબ્દનો શબ્દ તરીકે ગમે તેટલો સંકુચિત અને સાધારણ અર્થ હશે તોપણ આજ સૈકાઓ થયા એ શબ્દની આસપાસ જે ગહન અને ભવ્ય અર્થનું વાતાવરણ—અંગ્રેજી સાહિત્યમાં—બંધાતું આવ્યું છે, તેનો યથાર્થ ભાવ ઝીલનાર કોઇ ગુજરાતી શબ્દ સમર્થ ન નીવડે એ ભયને લીધે પણ, એ અંગ્રેજી શબ્દનેજ ગુજરાતી ભાષામાં અપનાવી લેવાનું પસંદ કર્યું છે, અને જતે દિવસે ટેબલ, ટિકિટ, પેન્સિલ, એલચી, સુકન, દિવાન વગેરે પરાયા શબ્દો જેવો એ પણ ગુજરાતી ભાષાનો ચલણી સિક્કો થઈ જશે, અને એની તરફ રહેલી સ્હેજ સ્હાજ સૂગ પણ નીકળી જશે એમ આશા રાખું છું.

"યમલ"માં ૧૪ સૉનેટ છે. એમાંની ૧૩ મિલ્ટનશાઈ

(Miltonic) કે, પેટ્રાર્કશાઈ (Petrarchan) રચના પ્રમાણે અષ્ટક ષટ્કના ભાગ પાડી રચી છે, અને પ્રાસરચના પણ ૧ ૨ ૨ ૧ ૧ ૨ ૨ ૧: રાખી છે. ફક્ત એક સૉનેટમાં ૧ ૨ ૨ ૧ ૧ ૩ ૩ ૧ એમ રાખી છે; જે રચના પણ પેટ્રાર્કશાઈ ગણાય છે. શેક્સપીઅરશાઈ (Shakespearean) ૪, ૪, ૪, ૨. ત્રણ મુક્તકો અને એક અંત્યશ્લોકના પ્રકારનું પણ એક સૉનેટ યોજ્યું છે, પણ અષ્ટક ષટ્કની બાંધણીના સૉનેટનું ગૌરવ વધારે લાગે છે. પહેલા અને છેલ્લા સૉનેટમાં પ્રાસબંધરચના બીલકુલ જાળવી નથી. એ રચના જાળવવાથી, અગર ત્યજવાથી, પૃથ્વી-સૉનેટમાં ગંભીરતા વધે છે કે કેમ તે રસમીમાંસકોને વિચારવાનું છે. એક સૉનેટમાં ષટ્ક પ્રથમ મૂકી પછી અષ્ટક યોજ્યું છે. ૧૪ લીટીના ૮, ૬ ના ટુકડાની આ બે પ્રકારની ગોઠવણી સિવાય, કોઈ ઘડનાર બીજાયે ઘાટ ન ઘડી શકે એમ નથી; પરંતુ એમ કરતાં સૉનેટનું સર્વાંગ સૌન્દર્ય જાળવવું ઘણે ભાગે અસંભવિત થઈ જાય એમ હું માનું છું.

સૉનેટ માટે પૃથ્વીછંદજ યોગ્ય છે, એ માટે વધુ ચર્ચાની જરૂર છે; છતાં એ છંદની પસંદગી માટે રા. રા. બળવંતરાય ઠાકોર અને રા. રા. નરસિંહરાવ દિવેટીઆના મત મ્હને માન્ય છે. પૃથ્વી સિવાયના બીજા છંદમાં એ રચના શકય છે ખરી, પણ એથી સૉનેટમાં રચાયલી કવિતા કેવલ કલાસુન્દરી ન રહેતાં સંગીત સુન્દરી જેવી થઈ જાય, એ ભયસ્થાન સમાલી લેવાનું મ્હને તો અત્યંત કઠિન લાગે છે.

"યમલ"નું આ સ્વરૂપ ઘડવામાં કેટલાક મિત્રોએ મ્હને સલાહ અને સૂચના દઈ ઉપકાર કર્યો છે; અને ખાસ કરીને મ્હારા મુરબ્બી રા. રા. બલવંતરાય ઠાકોરે વારંવાર બહુવિધ

બોધ કરી ટોણા ટપલા મારીને મ્હને સુધરવાને જે તક અને સંજોગ ઉભા કરી આપ્યા છે એ માટે, તથા મ્હારા બી. એ. કલાસના અધ્યાપક અને વડીલ રા. રા. નરસિંહરાવ દ્વિવેટીઆએ "નિરાશા" સૉનેટ પર વસંત અંક, ૨. ૧૯૮૦ ફાલ્ગુનમાં વિવરણ લખી, તેમજ વારંવાર મીઠા ઠપકા, તથા શાસ્ત્રીય સૂચનો દ્વારા મ્હારી ભૂલો સુધારી છે, એ માટે એ બન્નેનો મ્હારા પર થએલો ઉપકાર તો અત્યંત છે.

વળી મ્હારા એક ત્રીજા સુરબ્બી પોતાના ધંધાની ધમાલને અંગે રચ્યા પચ્યા રહેવાને લીધે, ગુજરાતી સાહિત્ય તરફ એમની દૃષ્ટિ તે ક્યારેક વળતી હશે એવી શંકા સ્વાભાવિક રીતે ઘણાને થાય, એમણે પણ મ્હારી આ કૃતિઓ તરફ જે મમતા બતાવી એને ઉત્તેજી છે, એમના ઉપકારના ભારમાંથી છટકી જવા એમનું નામ માત્ર દઈ આભાર માનવાનું પણ મ્હને યોગ્ય લાગતું નથી.

ઋણનો અસ્વીકાર એના જેવી કૃતઘ્નતા બીજી ભાગ્યે હશે. ઋણનો સ્વીકાર એટલાથી ઋણ અદા થઈ ગયું એવું ઘણાના વર્તનમાં જોવામાં આવે છે. પરંતુ મ્હારી માન્યતા તો એવી છે કે વડીલોનાં ઋણ અદા થઈ જ શકતાં નથી. વડીલો પાસેથી જેટલું મળે એટલું સ્નેહથી લેવું, અને તે અદા કરવાની ઈચ્છામાંય એમની સાથે કોઈ કાળે પણ સમાનતા પામવાનો દાવો ગર્ભિત રીતે આવી જાય છે, તેવા ઔદ્ધત્યમાંથી સદા સર્વદા મુક્ત રહેવું, અને વડીલોના તો સદા શિશુ, શિષ્ય, અને પોષ્ય જ, રહેવું ઘટે છે. એટલે એ સંબંધમાં હું મૌન રાખવું જ ઉચિત ધારૂં છું.

શ્રાવણપૂર્ણિમા : બળેવ : ૧૯૮૧. } ચન્દ્રવદન ચીમનલાલ મહેતા

# અર્પણ

વ્હાલી માતા ! શિશુ સમયમાં બોલતો કાલું કાલું–
ચાંદા પોળી–વિવિધ રમતે દીધ લ્હાણી અનેરી–
અંકે પોઢી ખલલ કરતો નીંદ હું અર્ધઘેરી,
એવાં મીઠાં સ્મરણ મહિંયે ન્યાળતો એક વ્હાલું
રૂડું આંક્યું મુજ જીવનમાં પોત ત્હારૂં નિરાળું:
ને જાગંતી સ્મૃતિ મહિં સ્ફુરે કૈંક ત્હારા સુનેરી
સંસ્કારોનાં, મૃદુલ સવિતા ! બીજ ત્હેં નિત્ય વેરી
પાળ્યાં પોષ્યાં ! અરર નગુણો, એ ઋણો કેમ વાળું ?

મોંઘી માડી ! જીવન ભરતી ઓટમાં તું જ ઈન્દુ;
ત્હારી આણે મુજ ઉર ચ્હડે ઊતરે ઊર્મિ સિન્ધુ.
મ્હારે માટે સહૃદય જનની ! આંસુડાં કૈંક સાર્યાં,
મ્હારે માટે સુખ દુઃખ વળી ત્હેં કયાં ના વિસાર્યાં ?
માડી ત્હારૂં સુભગ હસવું કયાંય બીજે ન ભાળું:–
મૂકું છું આ ચરણ રજમાં, લે સહી કૃત્ય મ્હારૂં.

## અનુક્રમણિકા

# અમલ

## શૈશવ

પૃથ્વી

૧

કુલીન જનની કુખે ઉભય જન્મીને જોડિયાં,
સુખે ઉછરતાં હમે, કંઇક તાતછાયા ગ્રહી;
નચિંત થઈ નિત્ય શાંત મમતાળુ એ માવડી
કહે કુળ કુટુંબની, રસિક વાત રાત્રે વળી,
થઈ ઉભય ઠાવકાં ઉલટભેર એ સુણતાં,
ઊંઘાડી હમને સુએ ચુમી લઈ ધીમે થાબડી;
કદી રમત, સ્વપ્નમાં, અચલ સત્ય ઉચ્ચારતાં:
શું સ્વર્ગ વસતું અહો ! સરલ શૈશવે યોગમે.

પીધી કુદરતે રહી અજબ વિશ્વની મોહની.
કહેછ પટલાય સૌ; તદપિ વ્યોમ જાદૂગરો
કરી નજરબંધી ને, ઉદધિ હર્ષમાં કૂદવે,
હજીય ગિરિશૃંગને, વિવિધ રંગમાં દાખવે,
છુમંતર કરે હજી ચળકતા નભે તારલા;
હતું અધિક જ્ઞાનએ સહુ રહસ્યનું શૈશવે.

## ધન્ય ઘડી

૨

સુણ્યાં, અનિલ જે લવે અખિલ વિશ્વમાં મ્હાલતાં
સનાતન સુરમ્ય એ ગહન ગીત સૌન્દર્યનાં:—
લળી તરુવરો કરે અધર પાન માધુર્યનાં,
અનેક હિમશૃંગને રવિકરોજ ઓગાળતાં,
નિસર્ગ રચના મહીંય પળ ધન્ય સૌ ગાળતાં:
કણેકણ ભળે અને પ્રગટ થાય ચૈતન્ય ત્યાં;
ઢળે નભવિતાનમાં વિરલ દાન વાત્સલ્યનાં,
કલામય વિધાન એ ઉભય સંગમાં ભાળતા.

ખરે જ મુજ માટ શું પ્રકૃતિ સ્વાંગ ન્યારા સજે!
પ્રમાણુ મહિમા નકી કંઇક ગૂઢ શિક્ષા હશે;
ખરે જગ વિષે સદા પ્રકૃતિ એક સાચો ગુરુ,
પ્રભો! અધિક વાંછના જીવનમાં હવે ના ધરૂં,
લહ્યો ઉભય સંગમાં સકળ રાસ બ્રહ્માંડનો,
લહ્યો પરમ લ્હાવ એ અભિનવાજ આનંદનો.

## અબોલા

૩

હઈ સહજ વાતને અદકું રૂપ બન્ને લઢ્યાં,
ન ભોજન કર્યું જરી રીસમહીં અબોલા લીધા
જઈ ગૃહ ખૂણે—અસહ્ય ઉરભાર—છાનાં રડ્યાં,
'હવે ન કદી બોલું હું' મનસુબા ઘણુંયે કીધા.

ઘડી ન પળ ચાલતું; ઉભય સન્ધિશૂરા છતાં
'ન હું પ્રથમ તો વદું' મમતમાં ડગે નિશ્ચયો:
વિના કલહ સ્નેહની ન ઘટવાય ઉત્કૃષ્ટતા:
અબોલ દિન એ ગયો, યુગ સમાન કેવો વહ્યો!

અબોલ રહીને ઊંડા મનનમાં ડુબે માનવી,
જતાંજ તન ઓગળી, અલખ લક્ષ્ય એને થતું.
સમાધિમય ઝિંદગી ખલક ત્યાં રચાતાં નવી,
નિહાળું તુજ રૂપ જે સૃજનકાળ પૂર્વે હતું.

ખુમારી ઉતરી જતાં થઈ સલાહ કેવાં સુખી!
હતાં ભગિનિ! સન્ધિ કે કલહમાંજ સૌથી સુખી?

સન્ધિ

૪

ઉદાર ભગિનિ! થયાં જીવન નિર્મળાં આ હુવે
ઉકેલ મૃદુ હાસ આ તરુ તળે શિલા આસને;
વળી મધુર અર્ધ વાણી ઉચરી, શિરે આભ ને
તળે અવનિ સાક્ષીમાં હૃદય સન્ધિ સોહાવીએ.
પ્રસંગ મૃદુ હાસ્યના પળ અમૂલ્ય સૌ કેવીએ!
દીધેલ વચનો કંઇ નહી કદી ભુલું હું ત્હને,
કરાંગુલી ગૂંથી વળી ફરી ફરી પૂછું-"બ્હેન ને?"
હકાર સુચવેજ તું-સ્મરણ પોથી બે ખોલીયે.

અભિન્ન રહીને થવા લય અનંત વિશ્રામમાં
ભળી જીવન વ્હેણ નિર્મળ થતું વહે આપણું,
ભળે ગહન ઐક્યમાં યમલ એમ આત્મા તણું,
હજીય દૃઢ શુદ્ધ શાંત વધુ ગાઢ ઉદ્દામમાં
વિશાળ પદમાં હજીય-વિકસાવી વાત્સલ્ય એ
કૃતાર્થ થઈ સાધીએ અલખ સન્ધિ સાફલ્ય એ.

## પ્રાર્થના

૫

સદા વિમલ રાખજે જીવન એ કૃપાનાનિધિ!
નથી કઠિન કૈં વ્રતો, સ્વતન તાહરૂં ધ્યાનથી
ન વા ભજન પૂજનો કીધ ન પુષ્પમાલા ગુંથી,
ખરા હૃદયથી નથી કદીય નામમાળા કીધી;
અગાધ તુજ શક્તિના અણુ ગણી પ્રસાદી લીધી:
સચેતન કણો ભળી પ્રગતિમાન આત્મા તુંથી
છુટી રૂપ ધરી અહીં ઉભય એક સત્સંગથી
સદા વરસતી જગે વિમલ સ્નેહ ધારા પીધી.

પ્રભો! હૃદયમાં ઉગી અચલ એ ન શ્રદ્ધા ડગે,
સ્વરૂપ અમ છાંડીને ઉભય એક થૈ પ્રાર્થીએ;
સદોદિત રમે ત્યહાં પરમ મૂર્તિ ન્યારી દૃગે
અરૂપ તુજ રૂપ હો! રૂપ અરૂપ એ વાંછીએ.
વસે ઘટઘટે બધે, સતત જ્યોતિ રૂપે ઝગે,
થઈ ન રહીએ હમે અકળ દિવ્ય શું જ્યોતિએ?



## સુકી પાંદડી

૬

સ્મરે છ પ્રિય બ્હેનડી! સમય, ફુલવાડી થકી
લઈ કલમ પાટી બે રસળતા નિશાળે જતાં
ગુલાબ બટ મોગરો બકુલ માલતી મ્હેકતાં
ચુંટી ફુલકળી, નમાવી મૃદુ ડાખળીઓ બધી,
કદીક તુજ પાલવે મુજ રૂમાલમાં યે કદી,
ગ્રહી સકળ ગુચ્છ એ પ્રભુપદે ધરાવી બધાં
સૂંઘી ઉલટ ભેર સૌ, પઠન પુસ્તકે દાબતાં;
નિહાળ! ભગિની! પવિત્ર ફુલ પાંદડી એ સૂકી.

કિશોરવયની અમૂલ્ય રસ લ્હાણુ સાથે લઈ
હવે થઈ ફીકી વળી સહુ સુગન્ધ ઊડી ગઈ;
જલે, અનલમાં, કહીંક પધરાવવી એ ઘટે!
ન શીદ અમ જિંદગી–જીવનનીય ચિંતા મટે!
કિશોરવયને કિશોરવય સોણુલાં એ ગયાં.
જૂનાં સ્મરણુ મીઠડાં અરર ઘોળવાનાં રહ્યાં.

## આંસુ



૭

અમૂલ્ય તુજ અશ્રુ એ: ઉમળકો ઉરે આવતાં
(ન હોય ઉતરી અહીં સુભગ કોઈ દૈવી પરી)
ગ્રહી વદન માહરૂં, મૃદુ ચુમી લલાટે ભરી,
દબાવી શિર ગોદમાં, ઉર કપોળ પંપાળતાં
અને હૃદયથીય શ્વાસ ધબકાર સાથે થતાં,
સર્યું અમર અશ્રુ એ તુજ પવિત્ર ગાલે ઠરી,
વદે ગહન પાઠ જે વદી શકે ન વાચા જરી;
વહો વિરલ આંસુડાં! હૃદય શાંતિ રેલાવતાં.

નથી અફળ એ વહ્યું: સકળ રાત્રિ ઓથારમાં
ઝગે છ શશીઁ તારલા, સહુ થકી અમોલું મ્હને
વસ્યું જ જઇ એ ઠર્યું છ સ્મૃતિ રત્ન ભંડારમાં,
કરી જતન જાળવું પ્રિય અનન્ય એ રત્નને.
ચુમેલ અમીઁ બુન્દ એ, તુજ અનંત વાત્સલ્યનું
રૂડું સ્મરણુ ધન્ય રે! નવ થજો કદી અન્યનું.



## આશાતૃષા

૮

અતૃપ્ત મનડા અરે ! વિવિધ રંગોં તૃષ્ણા બલે
ભમે કયહિં કયહિં ! અશાંતિ ઉકલાટ ઉદ્વેગમાં:
ત્યજી નિકટ કર્મ, ધર્મ મહિંયે રહી બેતમા,
નિશાન વિણુ ઊડતું, કઇક જ્ઞાન તેયે ભુલે:
ઝુલંત દિન રાત તું નવનવીન આશાઝુલે
'ગ્રહું, નવ ગ્રહું' વદે, કર ગ્રહેલના ત્યાગમાં
ધરે અધિક હોંસ તું; વળી અનેક સંકેતમાં
રહે બસ રચ્યુંપચ્યું : નહિ તરંગ એકે ફળે.

વસંત, અભિલાષ આશ કુસુ–હાર ગૂંથી જતી
અને જીવન કુંજ રમ્ય મધુરી લીલી ભાસતી;
સૂકાય કુલપાન ને નવવસંત પાછી ફરી
સજીવન કરે, દિલે નહિ વસંત આવે ફરી.
ઉમંગ અભિલાષ એ–અરર રાન વંટોળશા
પળે પળ વધે : છીપે મૃગજળે ન આશાતૃષા.



# નિરાશા

૯

ઝરા વિમળ શોધતો પ્રણય, મૈત્રી વાત્સલ્યના
કમંડલ લઈ ભમું; ન શુચિ સ્નેહ દાતા મળે,
છલાછલ ભરાય ના હૃદયપાત્ર એ કો સ્થળે
હલાહલ ભર્યાં વિનાશકર આત્મ જાજ્વલ્યના
દીઠાં વિવિધ રૂપમાં ઝરણ સર્વ રે એટલાં,
અને નજર ના પડે, કિરણ ક્યાંયરે આશનું;
ઊંડા મનનકુંડમાં ડુબી વળી ઉદાસી બનું,
પ્રહાર વિધિના, કહો ! સહન તે કરૂ કેટલા ?

અહો ! અખિલ વિશ્વમાં પ્રણયના ફુવારા ઉડે,
ન શું મનુજ એકમાં પ્રણયના ફુવારા સ્ફુરે !
જુએ કકળતો તથાપિ જન કો દિલાસા ન દે
અને પળપળે ધીમે જીવનમાં નિરાશા વધે
કમંડળ ભરાય ના, અરર એ વ્યથા ક્યાંકહું ?
થઈ તૃષિત–અંધ–હું મરણને નિમંત્રી રહું.




ભર્યું દિલ રહે ડુમે સુકન કે ન આંસુ સરે,
વિયોગ વસમો થશે–નવ સહેલ આવો કદી;
સમીપ રહીને હવે વચન સાંત્વનાના વદી
દુખી હૃદય ઠારશે તુજ વિના ન કો બ્હેન રે !
–જતાં વિવિધ વાંછના–અશુભ એક તૃષ્ણા તરે–
મરૂં જીવન અંત હા ! વિષમ એ વિચારે વહું
ભલે અધમ માર્ગ એ, મનુજ ધર્મ ત્યાગી ગ્રહું.
અસહ્ય ઉરવેદના; અવધિ ભાગ્યની આ ખરે !

વિશુદ્ધ ભગિની તણા જીવનમાં કુડી માંદગી
ભયંકર થતી ગઈ: નવ ટકે હવે જિંદગી:
કર્યુંજ વિષપાન મ્હેં, સુખદ એજ પીતાં ગણ્યું.
અનંત દુખ ઓષધિ ! અરર જ્ઞાન આઘું રહ્યું
ન એ કંઈજ જાણતી–જીવનની ઘડી હું ગણું
સુણું અરર હાય મૃત્યુ ખખડાવતું બારણું.

શ્રદ્ધા

૧૧

ન હામ કદી હારવી; પ્રકૃતિ શુભ્ર જ્યોતિર્મયી
નિસર્ગ રચના મહીંય બહુ દાવ એવા રમે,
મનુષ્ય સહુને દયાવિણ વિરાટ રૂપે દમે,
સુકોમળ તથાપિ એ થઈ પ્રચંડને દાનવી
ધરે વિવિધ રૂપ ને ગગનદીપ દે હોલવી;
છવાય ત્યહિં મ્લાનતા, નભ થકી ઢળે એ સમે
મનુષ્ય હૃદયે વિશાદ ભય કરૂણ છાયા ધીમે,
છતાં પલકમાં રચાય ત્યહિં સૃષ્ટિ આખી નવી.

અદીઠ ઝગતું રહે કિરણ નિત્ય શ્રદ્ધા તણું.
મહોદધિ થકી ભરી પ્રકૃતિ ખોબલો અંજલી,
ભલે તિમિર કાળ–તોય ધરી રૂપ સોહામણું,
રચે ધનુકમાનમાં અજબ દિવ્ય રંગાવલી.
નથી દુખદ આંસુએ સભર પાત્ર આ સૃષ્ટિનું,
રહ્યું છ અહીં અશ્રુમાં વિરલ એક શ્રદ્ધા ધનુ.

૧૨

બાઈ–"રહે, પલક તો રહે, જઈશ ના હવાં દૂર તું,
ભલે–વચન ના વદે મમ સમીપ મૂર્તિ ચહું;
બધું ખલકનું અમી નયનમાં લસી જે રહ્યું
ઠરી ચળકતું દીસે ટપકવા અધીરૂં બન્યું;
ઝીલીશ મમ પોપચે નયનની તૃષા છીપશે,
પ્રભા પ્રગટશે વળી જીવન માર્ગ દર્શાવશે.

જઈશ નવ બ્હેનડી ! પરમ દર્શને તાહરા,
ભુલાય તનભાન ભાન જગનુંય ને ન્યાળતાં,
અદેહ–વણુ રૂપની–ઝગમગે અનિર્વાચ્ય તું;
વિકાસમય જ્યોતિ એ પ્રકૃતિ, પ્રેમ, સૌન્દર્યની–
નવી કૃતિ દીસે સનાતન મહા ઊંડા સત્યની–
અને જગ બધું લહું પરમ જ્ઞાનમાં લીન હું,
વિશાળ જગચિત્રની કલગી રૂપ તું ત્યાં તરી
દૃગે સતત ભાળવે, પરમ જ્યોત ચૈતન્યની."

## આશ્વાસન

૧૩

બ્હેન:–"પ્રસન્ન વદને હવે સુખદ મૃત્યુ સ્વીકારવું.
ભલે ધબકતાં ત્રુટે હૃદય તોય મૂગું સહો,
ઊઠે અગન આંખમાં તદપિ આંસુ ખાળી રહો,
હવે જીવન અંત કાળ શિદ ભેટવું, છૂટવું
અને વધુ દુખી થવું? ઉર સમુદ્રને મંથવું,
મળે નવ મળે સુધા, પ્રભુ પદે ધરી ઇન્દ્રિઓ,
જગાવીં ઉરજ્યોતને સ્થૂલ મુખેજ હાસ્યોામઓ
પ્રસારી પ્રિય બન્ધુ ઓ! ઘટિત દૈવદીધું પીવું.

નથીજ છૂટકો જયહાં ચલન માનવીનું જરી,
વિયોગ વિધિએ લખ્યો લિખિત લેખ તે ના ટળે,
થશે મિલન આપણું પરમ શાંતિ સ્થાને ફરી,
સુખે ઉભય પ્રાર્થીએ:–અચલ ભક્તિ નિત્યેફળે–
અનંત પદમાં લઈ સુભગ મૃત્યુ ધન્વંતરી
સજીવન કર્યાં વિના ન કદી દીર્ઘ વિશ્રામ લે."

× × × ×



# અશ્રુદાન

૧૪

સદૈવ બલ અર્પતાં નવીન જીવ, આશા, પ્રભા,
હતાં અદખુલેલ એ નયન આંસુ ઝાંખાં જરી;
થઈ શ્રમિત પાંપણો નિરખતાં જ એકી ટસે
ઊંચે ગરક ગ્લાનિમાં, વદન સ્તબ્ધ ચિંતા ભર્યું;
જુએ નયન ભેળવી, અદબબંધ બંધુ ત્યહાં—
નમ્યો કર ધીમે, કુણો કર ગ્રહી, ગૂંથી અંગુલીઃ
હતી અબલ આજ બન્ધુકર દાબવાને હવેઃ
નીચે ભગિની નેત્રમાં ઉભયનાં ભળ્યાં આંસુડાં.

સમુદ્ર દુખનો ઉરે ઉભયનો વ્હલોવાઇને
સર્યાં નયન કુપ્પીથી ઉભયનાં સુધા બિન્દુએ;
ચઢ્યું વિષ રગેરગે-લથડતાં સ્વરે "બ્હેન ઓ!"
વદ્યો,—શરીર કંપતું, ઢળી પડ્યો, ગઈ ચેતના!
અચેતન બની રહી યમલ ગ્રન્થિ એ કૂમળી!
ભળ્યા જીવન તંત્રીના સૂર અગમ્ય સંગીતમાં!

હવે પછી બહાર પડશે




મળવાનું ઠેકાણું:-

“ગુજરાતી” પ્રિન્ટીંગ પ્રેસ

બજારગેટ સ્ટ્રીટ, સાસુન બિલ્ડીંગ્સ, એલફિન્સ્ટન સર્કલ, ફોર્ટ,

મુંબઈ નં. ૧.

